# ફિરોજી રમુજી ગાયન

યાને

તરેહવાર બાબદો ઉપર જોડેલા હાસ્યરસ

ગાયનોનો સંગ્રહ.

## ભાગ ૧ લો.

બનાવનાર

ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.



મુંબઈ:

જામે જમશેદ સ્ટીમ પ્રેસ.

૧૮૯૦.

કિંમત આના બે.

# સાંકળિયું.



૪૪૪૫

# ફિરોઝી રમુજી ગાયન.

## ભાગ ૧ લો.

### ગપ્પીને ઘર તો ગપ્પી આવ્યા.

જિલ્લા બરહન્સ—લાવણી.

(ગુલચમનમેં બીછૂ છુપા બડા ઝેરી હૈ.)—એ રાહ.

ગપ્પીને ઘરતો ગપ્પી આવ્યા ભાઈ;
ગપસપમાં સુણજો ચાલીછે સરસાઇ.— ૧
પ્હેલ્લો ક્હે એક વખત હું બેઠો જ્હાજે,
સુરતથી તો ખંભાત જવાને કાજે;
ભર દરિયે ધૂંમસ એવો પડિયો કેઠો,
કે જાઇ બતેલો તેમાં ખૂતી બેઠો;
ગઇ સુધ સહુની અચબૂચ આચકો ખાઈ.— ૨
બીજો બોલ્યો કે વાત ખરી તેં ક્હેઇ,
મેં ઝટ મુંબઈથી જોયું દુરબિન લેઇ;
તે યંત્રે એવાં લાવી મેલ્યા પાસે,
કે અવાજ તારો સાંભળિયો મેં દાસે;
ડુબકી મારી ખેંચી કાડયું પટકાઇ.— ૩
ત્રીજો ક્હે નગર ઠઠેથી જ્યારે આવ્યો,
હું બાર આગિયા કીડા સાથે લાવ્યો;
શું તેજ તેહનું ગરમી એવી યારો,
તેપર મેળી ખોરાક પકાવ્યો મ્હારો;
ખુલ્લા મેળું તો કુલ સ્હેરે રૂશનાઇ.— ૪
ફિલસુફ કહે ચોથો બકરી દુધવારી,
રોનક પૂરી કશમીરની છે મારી;
જબરી ઠંડક તેના તનમાં છે જારી,
શાકર જેવું જે દૂધ દિયેછ બિચારી;
કુલફમ દો'તાંજ જાય કુલરી બંધાઈ.— ૫

## લાયો સહાબ.

(આજ કાલતો જુવાનિયાઓ ભણી ગણી) એ રાહ.

નખ્ખોદ્યો બાવરચી મારો એક હતો નામે નસવાન,
અક્કલનોતો દુશ્મન એવો જાણે બે પગનો હેવાન;
હું જાણું છ કે જનમ્યો ત્યારે દાઇ બોલી હશે શિતાબ,
તેથી નિશાળમાં પણ શિખ્યો એજ બોલ કે લાયો સ્સા'બ.

પ્હેલ્લેજ દાડે હું આપીસમાં જવા નિકળિયો ત્યારે દાદર આગળ આવી મેં પોકારીને કહ્યું કે નસવાન તુને કહ્યું ત્યાં આપીસમાં ભોણું લાવજે! તુરત બાવરચી-ખાનામાંથી જવાબ મલ્યો કે "લાયો સ્સા'બ" હું સમજ્યો કે હમણાંજ ભોણું લાવેછ કે શું તેથી પાછું કહ્યું કે હમણા નહીં, આપીસમાં લાવજે એમ બોલી ધકમાને ધકમાં જેવો દાદરપર ઉતરવા ગયો કે પગતિયું ચક્યો અને પ્હેલ બ્હેલાંજ દાદરનાં ફાંડયાં ગણીયાં—પડવાનો અવાજ સાંભળી ભર ભાકુતો તેમજ નસવાન દોડી આયો—જેથી વાગુંતો ખરું પણ સેવક ચાંઈ થઇને તુરત ઉઠીયો ને નસવાનને કહ્યું કે ભોણું આફિસમાં લાવજે પણ તેનોબી જવાબ મળ્યો કે લાયો સ્સા'બ.

(કારસ) સારું સાહબ વારું સાહબ એવાતો જાણે ન જવાબ;
ચાહે તે બોલો પણ તેનો ઉત્તર મળશે લાયો સ્સા'બ.— ૧

શેઠ પોઢતા નવ વાગામાં છાંટોપાંણી કરી અથાગ,
ધૂરાકાતો એવા મારે જાણે ઘરમાં ઘુસિયો વાઘ;
જ્યાર બ્હેશતી સાત વાગતાં સુધી કરતા [illegible]જ ખાબ,
મિસિસ સવારે જગાડતાં તો ઊઠી બોલ્તો [illegible]યો સ્સા'બ.

એક દાહાડે સુનાબાઇ સટાક પોત[illegible]ા બુચાને લેઈને મારે ત્યાં મેજબાંનીએ આવ્યાં હતાં—બુચાનાં જીવને જરા ગમતું નહીં હતું તેથી જમવાની અગાઉ તેને પાસેના ઓરડામાં પઢાવી સુવાડયો હતો—જમતાં જમતાં સુનાબાઇને બુચાની યાદ આવી, તેથી નસવાનને કહ્યું કે જરા જોતો બુચો ઉઘાયોછ કે જાગેછ તુરત જવાબ મળ્યો કે લાયો

સ્સાબ, આ વખતે સુનાબાઇ એક બુકે મોઢાંમાં નાખવા જતાં હતાં પણ રખેને બુચાને લાવે તેથી અકલાઇને તુરત બોલ્યા કે "ત્યાં ના લાવતો?" પણ તેમ કરતાં હાથમાનો બૂક સાડી ઉપર પડયો ને સુનાબાઇની સુના જેવી સરબતી ગાજની સાડી ધુળધાની થઇ ગઇ.

(કોરસ) સારૂં સાહબ વારૂં સાહેબ એવાતો જાણે ન જવાબ;
ચાહે તે બોલો પણ તેનો ઉત્તર મળશે લાયો સ્સા'બ.— ૨

હજતથી જમવા બેશાડયા એક સમે અનચિંત બે દોસ્ત,
અરધું ખાતાં ઘટી રોટલી હતાં વધેલાં ઇડાં ગોસ્ત;
ભોંસી મરતે કે થઇ રહિનો તુરત પાંકથી લેત હિસાબ,
ભૂખ્યા હાથ ધોઇને ઉઠિયા તોપણ કહે કે લાયો સ્સા'બ.

અરધા ભૂખ્યા દોસ્તોને માફ માંગી વીદાય કીધા પછી નાપાક નજલાએ અચબૂચ મારો પગ પકડયો, બિચારી મિસિસે બાહાર આવી નસવાનને કહ્યું કે જરા શેકને સારૂં પગ સેકવા કીટલીમાં પાંણી મુકતો, તુરત જવાબ રાબેતા માફક મળ્યો કે લાયો સ્સા'બ—વાટ જોતાં ટાહેલાંમાં વખત કહાડયો કે હમણાં પાંણી આવશે પણ અમેતો ઉંઘાઇ ગયા કારણ અરધા ભુખ્યા પેટપર દારૂની વધારે અસર થઇ હતી, મધરાતે જ્યારે કેફ ઉતરી ત્યારે નાપાક પગેતો બહુ જોર કીધું તેથી મારા બૂમાટાએ મિસિઝ ચોંકી ઉઠી બબરચીખાનામાં જાઇ જોયછે તો નહી મળે પાંણી કે નહી મળે નસવાન—ફફડી ચટકી સારી રાત બૂમ બરાડે કહાડી સવારનાં પગાર ચૂકવી રૂખસત આપી, પણ જેવો તે અરધે દાદરે ઉતરીઓ કે સેવકે મોટે સાદે કહ્યું કે હવે તારૂં નેસ કદમ ત્યાં ના લાવતો—પણ તેનોબી જવાબ મળ્યો કે લાયો સ્સા'બ.

(કોરસ) સારૂં સાહબ વારૂં સાહબ એવાતો જાણે ન જવાબ;
ચાહે તે બોલો પણ તેનો ઉતર મળશે લાયો સ્સા'બ.— ૩

પાંણીચું મેં આપ્યું ત્યારે લગનસરાનો થયો મજૂર,
ત્યાં અખિયાણા વિસરી આવી સહુ જનને કીધાં રંજૂર;

ગોરસનાંતો લગન વિતાં પણ આવ્યો નહિ જ્યારે અસબાબ,
ફિરોજ કહે સહુ જમી ગયાં તોપણ બોલ્યો કે લાયો સ્સા'બ.

લગનતો સાહેબ મોડાં વહેલાં થયાં પણ જ્યારે મધરાત પડી ત્યારે વાટ જોઈ જોઇને વરરાજાના બાપે બૂમ પાડી કહ્યું કે શું થયું નસવાન કારી લાવની—તુરત જવાબ મળ્યો કે લાયો સ્સા'બ પણ નસવાનને તો ત્યારેજ કારીની યાદ આવી તેથી જવાબ આપી તુરત કારીનું પાંણી મુકવા ગયો પણ જેમ તેમ બરતું કરતાં કારીને વાર ઘણો લાગ્યો તેથી જ્યારે મેજબાનો બીચારા કારી વગરજ ચાલી ગયા ત્યારે આસ્તે રહીને કેલી સાડાસાત માણસમાં પચાસ ટંબલર કારી આવી તેબી દૂધ વગરની કારણકે દૂધતો પાણી મુકવાની ધાંધળમાં ઘોળાઈ ગયું હતું—જ્યારે સહુ બોલ્યા કે દૂધ કયાંછે ત્યારે આસને રહીને બોલ્યો કે લાયો સ્સા'બ—એ લાયો સ્સા'બ ને ભરોસેતો કારી ઠંડી ગાર થઈ ગઈ જેથી પચાસે ટંબલર ગટરને પારે પડયાં.

(કોરસ) સારૂં સાહબ વારૂં સાહબ એવાનો જાણે ન જવાબ;
ચાહે તે બોલો પણ તેનો ઉત્તર મળશે લાયો સ્સા'બ.— ૪

---

## નિંદાખાનું.

બરવા પિલૂ—ગરબી.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાંણીનો—રાહ.)

પોતાનું ખાઈ કોઇ, પરનિંદા ન કરો;
ખોટું કહિ જાંણી જોઇ, પ્રભુથી કાંઇ ડરો. ૧

દિનશાહજી ડાહ્યા ને તેની વ્હાલી શિરીન શાંણીરે;
એવાં રૂડાં જોડાંપર કુથલાની સુણજો કહાંણી. ૨

એક સમે ટીપૂ નામે ઘરનો કુતરો પાળેલોરે;
તેને ભાંજ ફોડ કંઇ કીધી હરખે ખેલી ખેલો. ૩

આ નુકસાન જોઇ દિનશાહે તુરત લાકડી માંગીરે;
બૂમ શિરીને પાડી જ્યારે છટકીને તે વાગી. ૪

પાસ પડોસણ નિંદાખોર નવાજ આય સહુ જોઈરે;
ઝટપટ સાડી પ્હેરી દોડી કહેવા પળ નહિ ખોઇ. ૫

આવી કોકટ કોલઇ ફુઇને ઘરે હાંફતી બોલીરે;
કાંઇ તમોને ખબર એમ કહિ વાત નવી આ ખોલી. ૬

શું બોલુંરે માય જોઇને છાતી ફાટી મ્હારીરે;
દિનશાહ ડાહ્યાએ શિરીનને ડાંગ લેઇ બહુ મારી. ૭

મરે પીટરે કોલઇ બબડી થયું સહૂ એ શાનેરે;
નવાજ બોલી મ્હારી સાથે, બલા તમારી જાને. ૮

નવાજ કહિને ઘેર પતીને આવી જુઠ્ઠી જીલાંરે;
કોલઈ બોલી તને ખબર કંઇ, ગરિબ બિચારી સીલાં. ૯

ખૂના મરકી કીધા માંથું ફાડી ક્હાડયું લ્હોઇરે;
મારી એના વરે ખરે મેં નજરો નજરે જોઈ.— ૧૦

જીલાં બોલી પણ આ કરવાનું કારણ શું માએરે;
જવાબ દીધો કે જનશો વેચી ખાધી દિનશાહએ.— ૧૧

તુરત ઉઠી ત્યાંથી જીલાં તો હાય નિસાસો તાણીરે;
કહ્યું વિલરને ઘેર જઈ, મરે જોઇ કરમની કહાંણી.— ૧૨

દિનશાહ ડાહ્યાએ શિરીનને છરી વેંહતી મારીરે;
ઇસપિતાલમાં લેઈ ગયા જો ઘાહ થયો બહુ કારી.— ૧૩

વિલરે પુછ્યું પણ જીલાં, શા કારણ ક્હે તું બોલીરે;
ઘાંનત સાથે નજર બુરીની છે મ્હોંકાંણો, બોલી.— ૧૪

શિરીનના બાવાનાં ઘરમાં ગુલ જે કામે જાતીરે;
વિલરે તેને તેડાવી, મોકલી ઘેરનો ઘાટી.— ૧૫

મરે ગુલાં તું કંઈ જાણે છે શિરિન બિચારી મૂઇરે;
જિલાં મને તો ક્હેઈ ગઈ કે બોલી કોલઇ ફૂઈ.— ૧૬

ગુલ દોડી શીરિનને મહિરે માતપિતા ચેતાવ્યાંરે;
દોડ્યાં સર્વે દિનશાહને ઘર આંખે આંસૂ લાવ્યાં.— ૧૭

જાઈ જોય છે તો માટી બૈયર બેઠેલાં વ્હાલાંરે;
ક્હે ફિરોજ નિંદાખોરોનાં થયાં મોહડાં કાળાં.— ૧૮

## બગલા ભગત.

### ભૈરવી—૫૬.

(મૈતો સેજરિયાં પર ભૂલી મારો દે કંગના.—એ રાહ.)

કઇ બગલા ભગત જગત ઠગવા પ્હેરે સતનો કાંટો;
ખપવા માંગે સાધૂમાં લેઈ ગલે પાપી આંટો.— ૧

રે કોડીને તો હરામ લેખે હાલાલ બચકાને;
પઇના ધરમી થઈ લિયે લાખની ચોરીનો વાંટો.— ૨

થૂ થૂ કરતા થૂકતાજ ફરે દારૂનું નામ સુણી;
પણ એક ઘડીમાં જાય જીવ જો નહી મળે છાંટો.— ૩

વાયજ પોકારે ગલી ગલીએ નેકી નિત કરવા;
પાપોમાં ગરક થઇ છોડે ન શેરડીનો સાંટો.— ૪

મુખમાં નિત નામ રામનું હાથે માળા છે ફરતી;
રેંસી લાખોને નમી વજાડે મંદિરના ઘાંટો.— ૫

રે મુરખો તે સાહેબ તમારા ઢોંગ જોય છે સહુ;
ફીરોઝ કહે કાં ખરી વાતમાં આવે છે ફાંટો.— ૬

---

## બેચર હજાંમનો બળાપો.

(શેર બજારે આ શું કર્યું—એ રાહ.)

બેઠી પનોતી હજ્જામની, પારશી લોકમાંહ્ય;
રોજી બની બે બદામની, રોઇયે પોકમાંહ્ય.— ૧

મારૂં નામ બેચરો બાપજી, સાંભળો આ વાત;
મેં પારશીનીજ દોલતે, બહુ જમાડીછ ન્યાત.— ૨

શાપૂર શેઠનો ચકલો અરે, જ્યાંહ માથાં હજાર;
બે દોડિયે નિત્ય બોડતાં, કીધું નાણું લગાર.— ૩

બેચરા બેચર કરી દોડતાં, નિત સવારે સહૂજ;
મળતો ન અવકાસ લેશતો, કામ પડતું બહૂજ.— ૪

કળજૂગ બેઠો ખરે ભાઇરે, ગઈ ધરમનીજ દાઝ;
હાથે ધરી કાઇ અસ્તરા, દુહાડિ બોડેછ આજ.— ૫

ઝટકાવતાં રે નખો બાળ જે, રાખિને બહુજ ફોમ;
રસ્તે જોઇ દૂર ભાગતા, તેજ થાયા હજામ.— ૬

ગણુતા અપસગણુ બાઇયો સહૂ, સાંભળી જેહ નામ;
તે તો ખુશી થઇ હજામ ઘર, જાય ખરચી સુદ્દામ.— ૭

તે દીન રાખી કદી દાહડી, તોય થાતી મજાખ;
મડદાં ઉચળનાર તેહવા, આજ જોઉંછ લાખ. ૮

સત્યાનાશ ટોંમનું જાયરે, થાઇ ધંધાની ધૂળ;
ખોલી શિલુન બારકોટમાં, ખોદિ કાઢયુંજ મૂળ.— ૯

રૂડાં દિવસને કરી રામરામ, આજ જાવુંછ ગોમ;
રે વેચતો આય તોબડો, કોઇ લ્યો દેઇ દોમ.— ૧૦

## ભોળો ભાટ ભૂલો.

માંડ—ગરબી.

(છંદગારી થારે ઓડણે મેવાડો રે મળી—એ રાહ.)

હું તો ભોળો ભાત ભૂલો મ્હારૂં નામ છેજી;
મ્હારૂં નામ છેજી રે મ્હારૂં નામ છેજી. ૧
લેઉં હું ઉધાર સહૂ—દેઉં નહીં દામ;
જેનું તેનું ચાંપી જાઉં—એજ મ્હારૂં કામ. ૨
ભલે સોનું ખુલ્લું મેલો—લેવો રામ નામ;
બચકો મ્હારે કામનો—ને કોડી છે હરામ. ૩
શેઠો ખિસાં ના તપાસો—આવે ન કઇ આળ;
પૈસો નહીં પીઠું; ચોરૂ વીટી ને ઘડિઆળ. ૪
ઓલિઓ બની કાતર ધરી—ચાલું હાટમાં;
ભારી ખીસું ધક્કા ધકે—કાત્રું વાટમાં. ૫
જ્હાલી જો શપાઇ જાય—કોટવાલ પાસ;
વિન ભાડે મફત ખાઉં—ભલે બે ત્રણ માસ. ૬
અજાણુ જગે ફરયો તો—હું બનું ઝટ લૂલો;
પુછે નામ તો હું કહું—ભાઇ હું ભૂલો. ૭
જે બિચારો નામ ન જાણે—ત્હેને ના દ્યો દુઃખ;
જવા દ્યો કહે ફિરોજ—જોઈ ઘેલું મુઃખ. ૮

## મુંબઈ શહેરમાં આજ કાલ કોર્પોરેટરોની દોડધામ.

(કાલી ઘટા કોયલ બન છાઇ, મ્હેલોમેં તડપ રહી પ્યારી—એ રાહ.)

શી ધાડ પડી છે ભાઇ, સહુ રખડે કાં અકળાઇ. ૧

કઇ કોર્પોરેટર પાજી—બોલે છે હાજી હાજી,
બસ રેટ પેયરો રંગી—શોધે હજામ ને ભંગી;
જે ઢેડ નીચ કહેવાએ—તે વલી શેઠિયા થાએ—
જે જોઈ રંક શરમાએ;
થઇ સજન—લેછ તે વચન—બનીને મવન—હસે ઘર જાઈ—૨

ઘર ઘર ઉઘરાંણી જાએ—બહુ કાલાવાલા થાએ,
કઈ ભર ભલાંમણો ચાલી—કઇ લાગ વગે નહિ ખાલી;
કઇ દે છે આશા ખોટી—કઇ મસકા સાથે રોટી—
બહુ બહુ કૂહે વાતો મોટી;
હું એમ—કરિશને તેમ—દેખશો કેમ—કરિશ ચતુરાઇ. ૩

કઈ ભલાં ભાષાણો ભાખે—કઇ ધાંટાં પાડી નાખે,
જે નહિ સમજે કઇ વાંણી—તેને પણ લાવે તાંણી;
વોટિંગ લિસ્ટ ત્યાં દે છે—સહિ ચિતરાવી ઝટ લે છે—
કઇ તાંણાં ટપલા સ્હે છે;
રે સાચ—મળે છે લાંચ—કોઇ દે નાચ—રંગ હરખાઈ. ૪

જે મલહારીના રંગો—તેવા જોવો આ ઢંગો,
છે ગરજ સર્વથી મોટી—ચાલો ચલાવતી ખોટી;
બહુ મીઠી વાતો કહે છે—ઢેડાને હાથો દે છે—
શેકૂહેંડ હજામની લે છે—;
બદનામ— બને કઇ આમ—ગુમાવી દામ—ધરો ઘર જાઈ. ૫

રે મતલબ સહુથી મીઠી—રીરોજે જગમાં દીઠી,
જો ગાજે વરસે તેવા—તો થાય શૂહેરની સેવા;
પણ ગરજ સરીકે ભાઈ—તે નથી તમારો કાંઈ—
રે થાય મોજની વાઇ;—
ધરૂ ધ્યાંન—કરૂ શું બ્યાંન—ગુમાવે સ્થાન—એશમાં ભાઇ. ૬

## ક્રીકટના પછાડા.

ખમાચ જિલ્લો—પદ.

(સરબસર શુક્ર કરો—એ રાહ.)

રે કાં પછડાઈ મરો;
રીખો છો કાં મુરખો
માંથે શું મુરખપણાંની ગરમી થઇ,
કે હલકી ટોપી પણ ભારી થઇ ગઈ;
થઇ જાંગલા ફરો. ૨
ફેફસાં ફુગાઈ ફુટાં શું ખઈ રોગે,
કે સિગાર શોખથી પિવો સુખ ભોગે;
પરાઇ બદી ધરો. ૩
સાંજે મુખડા જોવા ખાય છે હવા,
દરદી આંખોની તો એ નથી દવા;
નથી ઇલાજ ખરો. ૪
વાંદર સમ નકલ કરી હરખે મનમાં,
ડોલ કરે ફિલસુફી જઈ સહુ જનમાં;
જાંણે ગ્નાન ઝરો. ૫
શાળા મિશનરીની બહુ સદા ગમે,
રે કહે ફિરોજ ધરમ પારકો નમે;
કઇ કઇ નાર નરો. ૬

## નીમ હકીમને કટલે હામ.

ગરબી.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાણીતો—એ રાહ.)

વિસ્તારૂં વૈદક ગ્નાન, દુખ ઔષધ ગુણ જો;
ફરિ તક ન મળશે નદાન, ચિત્તથી સહુ સુણજો. ૧
ઘેલા ધાંધીનો પુત હું, જેને કીધાં શુભ કામરે;
લાખો માનસ નાહક મારી, પઇ નહિ લીધું દામ. ૨
સોમવતી અમવાસ્યને શુકરે—આવશે મૂજ કાળરે;
ભેદો ખોલું કે મુજ પાછળ, શીખી થાઓ ન્હાલ. ૩

સલેખ્મી સરદીવાળાને, પિટવો લેઇ ડાંગરે;
તેથી જો નહિ કાંઈ વળે તો, ઊંધે મસ્તક ટાંગ. ૪
ખાંસી હાંફણ ક્ષઈરોગનો, નહિ કરવો કઇ ગમરે;
મોરથુથુ પાસેર ફકાડો, ઝટપટ જાશે દમ. ૫
બિકટ તાપમાં ફકાડ ... ટી, સોમળ ચોખ્ખું જોઇરે;
પાઈ તેલ પાસેર સુવારો, જગાડશો ના કોઈ. ૬
કેફ ચ્હડે જો ભાંગ અફિમની, થાય કોઇ બેફામરે;
તેના કપાળ ઉપર તપાવી, લોહાંના દે ડ્હામ. ૭
સંધીવા અડિયળ સાંધાનાં, ઇલાજ છે બહુ સરસરે;
સહુથી ઉત્તમ એ છે કે, ઝટ ખોલો ધોરી નસ. ૮
રગત પીત ને ક્હોડોમાં તો, લાખો જીવે જાયરે;
મટી જશે દસ દ્હાડા જો, દસ તોળાં હિંગળો ખાય. ૯
જલંધરે મજનો દાદો તો, સો વરષે નહિ મૂંવોરે;
ચાર પ્હોર તડકે ટાંગી જો, દીધો ગંધક ધૂંવો. ૧૦
નથી કાંઈ 'ગપ-સપ' ફિરોજ્ આ, સર્વ વિગત છે સાચીરે;
પણ શાણાંમાં શાણો તે જે, અજમાવે આ વાંચી. ૧૧

## ભામલા ભામલીનું ગાયન ૧ લું.

ગરબી.

(શહેરનો સૂબો ભલે આવશેરે.)

ગોજુ દિછે બહુરે ભાઈ ભામળિયા;
આ કોતકો કેમ જોઈયેરે.— ૧
રેછમ કોરનાં ધોતિયાંરે;
લાખ્યાં તજી કાં અબોતિયાંરે
કાળા દિછોછ કામળિયા.— ૨
સોડ્યાં તમે દેવિ દેવતારે,
જુલ્યાસ ભગ વેના લેવટારે;
જોઇ હછેછ ગામડિયા.— ૩
આઈ ડોન્ટ કેર યુ ગોવા ઇયુ ગધ્ધા,
ગિવમી ટુ કિકસ યુ બિલાડિ ગૂસ બધ્ધા;
હિયર કમ સી ઇસટિક રામલિયા.— ૪

## ભામલા ભામલીનું ગાયન ૨ જું.

ગરબી.

( નૈયાકા માંગે ખેવૈયારા—કેમ જાઊં નવરોજના રંગમાં રે—એ રાહ.)

વન વાગી મધૂરી વાંહરડી,
ઝટ વીંધી વનીતા પાંહરડી.— ૧

ગાયો દુધારી આવી થોભેસે,
ઢોળી અને કંઇ કાળી છોભેસે,
કંઇ પૂઠે ભમેસે વાસરડી.— ૨

ખાંધે ભિધીસે ધાભળી ગ્વાળે
લટકો કરીને લૂહકો સાલે,
વળિ હાથે ધરીસે લાકરડી.— ૩

છનનન છનનન છુમ ઝાંઝર વાજે,
ગનનન ગનનન ગન ઘુંઘર ગાજે,
છુભ વાગે ગળાંની ઘાંટરડી.— ૪

---

## ભામલા ભામલીનું ગાયન ૩ જું.

ગરબી.

( બાપજી ઢોડિયાં કાંય હરજાયવા )—એ રાહ.

ભામલો ભલે ભણી ભઇ આયવો,
થઇ જાંગલો ગોટપીટ લાયવોરે.— ૧

બોલી બોલે પરાંપરાંને—છઉએ ફુલે વધાયવો;
લાલ્યાઓની લજજા રાખી—છાયબને છમજાયવોરે.— ૨

ગોરાએ જો આવી આજે—પટેલને ધભરાયવો;
પટલાંણી માંગેલી પ્રણુવા—તેનો પ્રાંણુ બચાયવોરે.— ૩

પીવો તાડી ચડાઉ ભારી—દારૂ મનને ભાયવો;
ગિતડાં ગાવો ક્રિકલીને—બહુ ગમતો વર પરણાયવોરે.— ૪

## ભામલા ભામલીનું ગાયન ૪ થું.

( ઓ પુઅર લુસી નીલ—રાહ ઇંગ્રેજી. )

પ્લેટ તો થાળીને કહેછે રોટલાને તો બ્રેડ;
કયુમ માઇ દીયર છીખી કેની માથાને કહે હેડ.
( કોરસ ) ઓ દિયર કીકલી—છાબાછ કીકલી;
ઓધ્તો તારો છાયબ લાગું—યુ માઇ રોજ કલી.— ૧

છરાંટ કહે તો દાળજ છમજવું – ખુરછીને કહે ચેર;
વેરી ગુદ રે વેરી ગુદ ઓલ્રેટ માઇ મેડમ ફેર,
( કોરસ ) ઓ દિયર કીકલી—છાબાછ કીકલી;
ઓધ્તો તારો છાયબ લાગું—યુ માઇ રોજ કલી.— ૨

નાઇફ કહિયે છરી લામબી—ફોરક તે કાંટો;
હા તો યછ્છર નહિ તો નોછર—લીકર તો છાંટો—
( કોરસ ) ઓ દિયર કીકલી—છાબાછ કીકલી;
ઓધ્તો તારો છાયબ લાગું—યુ માઈ રોજ કલી.— ૩



## કામા આસ્પિટલ માટે લેડી રેનું ફેન્સી બજાર.

( Money—Money—યારો પૈસા—એ રાહ. )

છે કહેવત આ જાંણીતી—કે જેવાં કરશો કાજ,
તેવાં ફળ હયાં ને ત્યાં મેળવશો યાર;
કામા નામે માનીતી—આસ્પિટલ દીપે આજ,
જેને કાજે મેં દીઠી ફેન્સિ બજાર;
મ્હારાણી પોતે ખાસ—ફતેની દેવા આશ,
બીરાજયાં છે સર્વોપર પ્હેરી તાજ;
ખૂશીથી ખેંચી રંજ—ધરમાદા કાજે ગંજ,
મેળવવા જાૂવો નારો નિકળી આજ.

(કોરસ) જેવા સંગે—તેવા ઢંગે—રે ઉમંગે રાજી રાખી કીધું કામ;
જેવા જંગે—કેવા રંગે—સેવા અંગે સાથે દીધી, ખરચી દામ. ૧

મ્હારાણીની વહુ ન્હાની—છોડી એશો આરામ,
વકરો કરવા મંડી ગઈ રાખી ધ્યાન;
લેડી રે જેવી શાની—ભીડી જબરી તે હામ,
માંડી બેઠી સૌદાગરની દૂકાન;
કોઇ તો નાટકકાર—કોઇ ગાનારી યાર,
કોઈ ભઠિયારી કોઈ સાકી જોઈ;
કોઇ માલણુ ગુળજાર—વેચે તોરા ને હાર,
પણુ રૂપીયા તો ઓકાવે સર્વે કોઈ.

(કોરસ) જેવા સંગે—તેવા ઢંગે—રે ઉમંગે રાજી રાખી કીધું કામ;
એવા જંગે—કેવા રંગે—સેવા અંગે સાથે દીધી, ખરચી દામ. ૨

કોઇ કુંભારણુ ભોલી—કોઈ કાપડિયણુ થાઈ,
કોઈ વેચે બચ્ચે બાલેકા ખેલ;
બોલીને મીઠી બોલી—પ્હેરાવે જેબી કાંઇ,
જેવી આસામી તેવી તેપર રેલ; •
કંઇ ન્હા કારીનું નામ—કઇ જર ને જિકનાં કામ,
કંઈ રેડિમનીને ભાવનગરીનો ઠાઠ;
કંઇ સાએલીનો સંગ—પ્હેરી કપરાં નવરંગ,
સહુ મતલબ કાજે લંબાવે છે હાથ.

(કોરસ) જેવા સંગે—તેવા ઢંગે—રે ઉમંગે રાજી રાખી કીધું કામ;
એવા જંગે—કેવા રંગે—સેવા અંગે સાથે દીધી, ખરચી દામ. ૩

જેઓ નહિ ખરચે પાઇ—તેઓએ ફૂહાડી મ્હોર,
શરમાં શરમીમાં ઢાંકી રાખી આંખ;
ધરમે નહિ દે જે કાંઈ—તેઓની ભાંગી ખોર,
સપડાયા જે જોઇ પરિયાંની પાંખ;
કીધી આ રૂડી રીત, કે જેથી પામી જીત,
લીધો પૈસો રાજી રાખી સહુ કોઈ,
સીધી રીતે ઓ ભાઈ, ના દે તે કોઈ પાઈ,
એ ચાલાકીની રીત ફિરોઝે જોઈ.

(કોરસ) જેવા સંગે—તેવા ઢંગે—રે ઉમંગે રાજી રાખી કીધું કામ;
એવા જંગે—કેવા રંગે—સેવા અંગે સાથે દીધી, ખરચી દામ. ૪

## લાલીયાની પતેતી.

(દેશમાં સંપ કરોરે સંપ કરો.) એ રાહ.

આજ રૂડા રંગમા રમેછ રંક લાલિયોરે લોલ;
જુઓ કરવા પરપેટી (પતેતી) હું સાલિયોરે.— ૧

બહૂ ગોજી અંગ્રેજોની જાતરે;
કરી ગોઢેલ ઘણી મારે લાતરે,
ભલા છેઠ પારછીની છી વાતરે.— ૨

નવે ઘોતિયે દિપેછ લાલ કોરરે,
વલી ટોપીપર ચમકેછ મોરરે;
અરે આજે કિકલાનો છો તોરરે.— ૩

કુબૂ દેખે કિકલીતો હરખાયરે,
બધી ઓવળાઇ ઓવળાઇ જાયરે;
વળી તે પણ નાચી કુંદી ગાયરે.— ૪

જ્યાં ખાટી તાડીની પણ ખૂટરે,
મળી ત્યાં ભોજન બાંડીની લૂટરે;
પગો નાગા પામ્યા જોડી બૂટરે.— ૫

અરે દોછલાં તમારી છી વાતરે,
પડું એટલે અઢાર દિવછ રાતરે;
મળે ખાવા પકવાન ભાત ભાતરે.— ૬

ભલી બાઇ કરે રાત દિવછ વેઠરે,
મને ભોજન લાવી આલે હેઠરે;
છહૂ સાકરને જાણે હું છેઠરે.— ૭

ઘણાં જો જો આવાં નવાંજ ખાણરે,
સુખી રહેજો બુઢ્ઢાં જવાંન બાળરે;
સુખો દિસેજ વળી [illegible] મન [illegible]રે.— ૮

## તકદીરની તાસીર.

(Try again—ફરી ફરી યત્ન કર.)—એ રાહ.

ઉઠિયાં ધણિઆંણી મુજ નેક—સફ્કારે સનવારે એક,
ભાંજી બે તન ટેબલ પ્લેટ—જાગ્યો ફાડે ધરિયું પેટ;
ફ્ફડી ચટકા કીધાં ફૈલ—નાવેલ્ટીમાં જોવા ખેલ,
હેન્દબિલ વાંચી રહિ નહિ ધીર—જોવા તકદિરની તાસીર.

જ્યારે વાત બ્હેકેલી જોઈ—ત્યારે સેવકે લોહીનો ગોટ ગળી પુછિયું કે ગુલાં દિયર આજે ડાળ એટલી બધી કેમ વસણાઇ ગેઇ? તુરત જવાબ મળિયો કે શુઈ હું ? મારૂં જીવતર બરીયું ? સુ ખુદાએ ઘેરના વહીતરાં સારૂંજ મને સરજીછ ? લેઓ આય હેન્દબિલ વાંચો ? આવો સરસ નાટક શું હું નહીં જોઉં ? મેં વિચાર કીધો કે ધૂરવારી કઈબી કરી આજે દેખાડીને સ્હેતાન ડાઓ કરવોજ; તેથી કબુલાત આપી ; આરીસમાં જવા સફારેથી નીકલી નાવેલ્ટીમાં ટીકીટ લેવા દોડીયો—જોઉંછ તો આરચેસ્ત્રાની ફક્ત છેલ્લીજ હારમાં બે તન સીત ખાલી, તેપણ વળી છેક બાજૂપરની, મેં મેનેજરને આગલી હાર સારૂં ગુ કહ્યું, પણ જ્યારે નહિ વળિયું તારે મારા જાની દોસ્ત ખરશેદજી બાલીવાલા પાસે ગીયો ને બમણું દામબી આપવા માંગ્યું પણ તેબી ભલા માણસ જરાબી સમજ્યો નહીં ત્યારે ધૂળવારી પછવાડેનીજ બે ટીકીટ લીધી—જરા આગળી ઓળખાણનોબી ભલાં માણસે વીચાર નહીં કીધો ?

મનમાંતો બહુ લાગી ચીર—એબી તકદિરની તાસીર. ૧

વુહેલ્લો સાંજે દોડયો ઘેર—જોઉં શું કે ચારો મેર,
રખડે સાડી કપડાં ભાઈ—જાણું ધરમાં ઘેલી વ્યાઇ;
ચૂલા ઉપ્પર ચ્હડિયું સાક—જમવા જાતાં જોયું ખાક,
ભૂખ્યાં ઉઠિયાં થઇ દલગીર—એબી તકદિરની તાસીર.

પેટમાંતો ગજ ગજના ખાડા પણ પાન સુપારીના મખવાસ કરી જવાની તૈયારી ચલાવી, અરે પણ દરેસનું નખ્ખોદ જાય સાતના ખાસ્સા પોણા નવ થયા તોબી પૂરે

થાયજ નહીં—જેમ તેમ નવમાં દસ મીનીટ ઓછીયે વિકટોરિયામાં પઠડીને બેઠાં અને હાંકનારને કહ્યું કે જો દસ મીનીટમાં નાવેલ્ટીમાં પહોંચાડે તો—બેઆના બક્ષીશના આપસ—મીયાએતો લાગલા છાંટા પાંણીના બ્હારમાં રેન ધીલી મુકી પચીસ પચાસ ચાબકા ઘોડાને ચ્હોડી કાહાડીયા.

તેબી મળિગો આલા પીર—એબી તકદિરની તાસીર. ૨

ચાર પગે ઘોડાની દોર—જાંણે પાછળ લાગા ચોર,
કચરી ડોસી માર્કિટમાંહ—દોડી આવી પોલિસ તાંહ;
લેઇ ગયા સાક્ષીએ ચાર—પિકિટ ઉપર દસ વાગા ત્યાર,
છૂટી કિસમતની જંજીર—એબી તકદિરની તાસીર.

ખાસ્સો પ્હેલ્લો બાબ પૂરો થયો ને નાવેલ્ટીમાં હમે દાખલ થયાં—જેમ તેમ જગાપર જઇ બેઠાં કે જોઇ લેઓ મીસીસનો મિજાજ, કોઇતો બાવાના બપાવાના વખતની વાતો મોટે મોટે કરતા હતા, ને સ્ટેજતો બિલકુલ નજર પડેજ નહી—અમોથી આગલી હારમાં બેઠેલા ચાર પાંચ સાહેબોતો જાંણે ખેલ તેઓએજ જોવો અને પાછળ બેસનારને દેખાડવોજ નહીં, એવી એકળપેટાઇ કરવા સારૂં, ટોપલા જેવી પાઘડી માંથાંપરથી કહાડેજ નહીં,—સારૂં થયું કે એ ખેલના લાયકીવાલા રચનાર મી૦ અરદેસર પટેલ તેવણના એક મિત્ર સાથે નજદીક બેઠેલા હતા—તેવણે અમારો કચવાત સાંભળી જગા ફેરબદલ કીધી—પણ બકબકારો તો જેનો તેજ.

ટાંણાના ખાધા બહુ તીર—એબી તકદિરની તાસીર. ૩

મિસિસ બડબડે બેઠક કાજ—કીધું બસ જોહાકી રાજ,
બહુ સમજાઉં પણુ નહિ ઠાગ—જાંણે રૂઠિયો ઝેરી નાગ;
ફિફડાં તલપે ફૂગઇ જાય—ડબ્બી વિન સિર ઘુમરી ખાય,
વિસરી ઘર આયો તપખીર—એબી તકદિરની તાસીર.

નાપાક શયતાનની માફક સાતસો લ્યાનત લેતાં લેતાં જેમ તેમ ખેલ પૂરો થવા માંડયો અને જેવો સુના જેવો સેવટનો બાબ આયો કે તમાસગીરોમાં દોડાદોડ થઇ—

જાણે શું આફતથી બચવાને નહાસ્તા હોય—યાતો જે
વ્હેલ્લો નીકળે તેને વધૂ ઈનામ મળતું હોય તેમ, તેઓ
ખરેખર સાંભળવાનેજ વખતે નાહાસ ભાગમાં પડિયા
જેમ થતાં મ્હારા પગના અંગુઠાનો ખુરદો થયો; તથા
મિસીસની નવીજ સાડીની કોરપર બૂટના છાપ પડિયા.

નાહક આયાં આંખે નીર—એવી તકદિરની તાસીર. ૪

બ્હાર નિકળિયાં તો વરસાદ—રૂઠિયો યજદાં આયો યાદ,
વિન ગાડીએ થઈ પામાલ—રખડી રઝડી બૂરે હાલ;
બૂચીનો ધર ઉચકી બોજ—તન વાગે પ્હોંતાં ફીરોજ,
બહુ ઠોક્યા દરવાજા સ્થીર—એવી તકદિરની તાસીર.

અરે પણ તોબી કંઇ મુસીબતનું સેવટ નહિ આયું—
બૂચીને તો કપરાં બદલાવી જોળીમાં નાખી—એક લાખ
હીચ નાખી પણ ઘોંટાયજ નહી—જેમ તેમ તે પડી,
ત્યારે મીસીસ કેહ કે બધાં કપરાં ઓરણ ઉપ્પર વખાતાં
કીધા વગર ખબરદાર જો સૂતાજતો—જ્યારે તેબી પૂરૂં
થયું, ત્યારે આપરી ઉપ્પર હમાફરોસ શરૂ થઇ—થઇ—
થઇ—તે ખાસ્સી, દુધવારાએ બારણું ઠોકયું ત્યારે બંધ પડી.

સહુમાં બસ મ્હારી તકસીર—એવી તકદિરની તાસીર. ૫

---

## "બાર" શબ્દની ખૂબી.

### લાવણી.

(છુટી કેદથી દુટીરે જાદુઇ ગુણી ગુલરૂખસાર—એ રાહ.)

બાર શબ્દનો મહિમાં વરણું, સહુ નર સાથે નાર—
બનો સાંભળવાને તૈયાર;
અજબ તરેહ વાપરતાં ઊઠી, તેની બહુ ચકચાર—
જગતમાં હરકાંમે હરબાર; ૧
બાંડીનો બાકસ તો કાંચે, બાર બાટલીનોજ—
ભલો કાં એક મનુષનો બોજ;
કાંય હિન્દુઓ મૂવા પાછળ, કરે બારમું ભાઈ—
ચોહથી શું નહિ ગરજ સરાઇ;

કાંય કોટમાં વધિયાં જાએ છે, રીફ્રેશમેંટ બાર—
બનો સાંભળવાને તૈયાર. ૨

દારૂ કે બંદુકના બાર ઉપર, બહુ રાખો ધ્યાંન—
નહી તો જાશે પ્યારો જાંન;
વ્યાહતણું બારમું કિધું, કહેછે કાં સર્વે લોક—
મુકી કરનારા ઉપર પોક;
તેર નહી કે ચૌદ જુએ કાં, જોતિશ રાશી બાર—
બનો સાંભળવાને તૈયાર. ૩

બાર વાગતે રજવાડામાં, મધ્ય દિવસની તોપ,—
ફુટે છે એ પણ કેવો કોપ;
ચર્ચગેટના સ્ટેશનપર, લખ્યા કલાક ચોવીસ—
ચહ્ડી તખ્તાપર વાંચી રીસ;
જો ત્યાંનું ઘડિયાળ દિઠું, તો ફકત અંક ત્યાં બાર—
બનો સાંભળવાને તૈયાર. ૪

બાર ગાંઠ પૂરો કહે છે, પ્હોંચેલાને સહુ કાંય—
કાંય નહિ તેર તે કહેવાય;
વલી ઉંટનાં બારે વાંકાં, એ મશ્કરી થાય—
હઠીલો નહિ તેથી સરમાય;
કાંય કયે સહુ ફિરોજ હુકના વાગ્યા સાડા બાર—
બનો સાંભળવાને તૈયાર. ૫

---

## વીલર ડોસાંની વાયજ.

માંડ—ગરબી.

સુણ ઓ મ્હેરજાંની—આપું જબાની. }
મેરા ગમકા તરાના સુનિયે હિસાના. } એ રાહ.

બસ કલજુગ જમાનો—આયો દિવાનો—સાંભળો જરા;
ઝટ " ! શાનો—રાખે ગુમાનો—આયો.—૧.

સોવાસણ ને કુંવરી—રાખે બોડા હાથ;
જુડું માગે ભાવથી—પૂરા સગનો સાથ.
કઈ બુઢ્ઢા જવાનો—અટવાઈ જંવાનો.—આયો.—૨.

રાંડી કુંડી ઠાઠમાં—ઠણુકારે ઠણુકાય;
નહિ વિધવા પરખાય કે—સોહાસણુ સમજાય.
હરપળમાં તુફાનો—જેરી જબાંની—આયો—૩.

આગળ નાંણું નગદ તો—જાતું કન્યા ઠામ;
આજ ભિખારી વર જુઓ—માંગે સાંમ્ખું દામ.
બસ એ વર શાનો?—ધોઈ ગિવાનો.—આયો.—૪.

જે કરતા ઘર હાકમી—તેતો થાય ગુલામ;
રાણીજીના રાજમાં—કિમ્મત એજ બદામ.
શુભ છોડી સુકાનો—નિત રેહ છાનો—આયો—૫.

જુવાનિયા કઈ બાયલા—અભણુ આઈતું ખાય;
બૂતારા જેવા રહે—પાસ—કુવારી થાય.
હુરમતથી બિગાનો—પ્હેરે તુમાનો—આયો.—૬.

વર ઘર પુત્ર રમાડશે—એવાં લેશે સોજ;
રંગુન સમ સુણુનારતો—કરશે વનજ ફિરોજ.
કઇ માંડી દુકાનો—રે સાચમાનો—આયો.—૭.



## બજા બબરચીનું ભાષણ.

(બંગાલી બાબુની રાહ.)

•(આજ કાલ તો જુવાનીયાઓ ભણી ગણી પરવારે બાઇ—એ રાહ.)

જુની રૂઢી ઉંગાઇ ગઈ ને જાગી ઉઠિયો નવો રિવાજ,
કેળવણીએ બહુ કેળવિયા તેથી બોજ ગયો છે આજ;
ભણુતાં ભણુતાં ભેજાં ખિસિયાં પાઠો કરતાં ટુટા અવાજ;
કાગલ સાહિ કલમ સહુ લે હુન્નરની તો દિલમાં નહિ કાજ.

(કોરસ) { હુન્નર તો સહુ નરનારીનો, સાચો છે શોભિત સણુગાર;
તે વિન કેળવણી ફોકટ, છે વનમાં પણુ સુખનો સરદાર.—૧.

એ ગ્રેજ્યુએટ કુલાંકી આજે ડગલે ડગલે રખડે ચાર,
એક ગયો તો તેના દાદા હજાર મળતાં શાની વાર;

પણ બહુ મોંઘા હજામતો છે મળતા નહિ જોઇયે છે ત્યાર,
ધોબી મોચી ધમકાવે ને વળી બબરચી તુમાખદાર.

(કોરસ) { હુન્નર તો સહુ નરનારીનો, સાચો છે શોભિત સણગાર,
તે વિન કેળવણી ફોકટ, છે વનમાં પણ સુખનો સરદાર.—૨.

ખાવું પીવું કપડાં સાથે પગાર પામું રૂપિયા વીસ,
સોજું સાજું પ્હેલ્લાં ખાઉં મહિનાના દહાડાઓ ત્રીસ;
શેઠ જરા જો બોલે તો થથરાઉં એવો પાડી ચીસ;
બાઈ મને તો પગે પડે જો કબૂ કરું હું મનમાં રીસ.

(કોરસ) { હુન્નર તો સહુ નરનારીનો, સાચો છે શોભિત સણગાર;
તે વિન કેળવણી ફોકટ, છે વનમાં પણ સુખનો સરદાર.—૩.

એવો હુન્નર સેવક પામ્યો તેથી બંદો છે મગરૂબ,
કાગળ સાથે હુન્નર પણ લે, ખાલી ખડિયામાં ના ડૂબ;
કેળવણી નારીનો હુન્નર છે ખાવીંદ સિયાણો ખૂબ,
આ તેની મેં ફિરોજ' તસવિર દેખાડી છે આબેહૂબ.

(કોરસ) { હુન્નરતો સહુ નરનારીનો, સાચોછે શોભિત સણગાર;
તે વિન કેળવણી ફોકટ, છે વનમાં પણ સુખનો સરદાર.—૪.

## નાતાલ—નાતાલ—નાતાલ.

( રે સસ્તાં માન, સોજનાં માન, લ્યો મારા મ્હેરબાન—એ રાહ. )

આ બાર માસના મહિમાના જોવો ઢંગો યારો,
સહુ ઘેલા ગાંડા થઇને સોસે પૈસાનો મારો;
જોતાં અંધા કરવા સારૂ લે બજારના કૂચા,
ખૂમચાઓને ભરપૂર કરી મારે મ્હોડે ડૂચા.
કોરસ—ના રંગો છે ના ઢંગો છે—ના સૂરો કે ના તાલ;
પચરંગી મતલબ હાંસલ કરવા આવીછે નાતાલ.— ૧
કોઇ સાહેબને ફ્રૂટ મોકળે, કેક અને તૂરા,
કે બાર માસ સુધી રેહ તેપર મ્હેરબાન પૂરા;
શું ખાએ ને રાખે તે શું ઢગલા જ્યારે થાએ,
ઝટ બજારમાં બદ્લાર પાછું તે વેચવાજ જાએ.
કોરસ—ના રંગો છે—ના ઢંગો છે—નાં સૂરો કે ના તાલ;
પચરંગી મતલબ હાંસલ કરવા આવી છે નાતાલ.— ૨

ગાડાંને ગાડાં હજમ કિધાં તેનો આ છે હિસ્સો,
દે ચાહ, ખાંડ, કાફીની સાથે દારૂનો સીસો;
દ્યાનતદારીનું ડોલ રાખવા માંગે નહિ પાઈ,
પણુ ક્રિસ્ટમસ પર તો સારૂં જેવું મોકળજો ભાઇ.
કોરસ—ના રંગો છે—ના ઢંગો છે—ના સૂરો કે ના તાલ;
પચરંગી મતલબ હાંસલ કરવા આવી છે નાતાલ.— ૩
કોઇ તો દાંત ઘસીને બેઠા વાટ રહે જોતા,
જો નહિ મોકળિયું તો કમબખ્તીના પડશે સોટા;
ઞાંસો કુતરાંને બૂક ભોંસતું બંધ કરો ડાચું,
નહિતો કરડી બોટું લેશે તે તનપરથી કાચું.
કોરસ—ના રંગો છે—ના ઢંગો છે—ના સૂરો કે ના તાલ;
પચરંગી મતલબ હાંસલ કરવા આવી છે નાતાલ.— ૪
છે અજબ ઢંગ કે જેઓ જેને અડકે નહિ તે તો,
મોકળે તેજ બીરની બાટલી, ચંપિનની પેંટો;
વળિ હેમ બેકનો તેજ દિયે જે જોઇ દૂર ન્હાસે,
ફીરોજ્ કરજ કંઇ કરે પાઈ જો નહિ થાકે પાસે.
કોરસ—ના રંગો છે—ના ઢંગો છે—ના સૂરો કે ના તાલ;
પચરંગી મતલબ હાંસલ કરવા આવી છે નાતાલ.— ૫

## મારા મોટા બાવાની તપકીરની દાબડી.

માંડ—ગરબી.

કેમ જાઉં નવરોજના રંગમાં રે.<br>વન વાગી મધુરી વાંહરડી. } એ રાહ.

મારા મોટા બાવાની દાબરડી;
જાણે તપકીરની એ છાબરડી. ૧
દિધી હતી બાવાએજ હાથે,
વળી વારસામાં તે સાથે;
એક—જુની પુરાંણી ધાબરડી. ૨
નહી સુનાની નહી રૂપાંની,
આજે વેચો તો આવે દુકાંની;
તેને—માથે હતી એ ગાબરડી. ૩

થોડી મકોબા થોડી ગુલાબી,
કાળી પિળી ભેળે સર્વ દાબી;
જાણે—ઘુંટી ઘાટેલી રાબરડી. ૪

મળે કદી એસકી અજાણ્યા,
કરે પિછાણો બનીજ શાણ્યા;
ઝટ—મારી ઉઘાડે થાબરડી. ૫

કદી છુપાવી લાલચો દે છે,
સહૂ જુએ કે ચમટી લે છે;
સરે—ગરજો મારે તાબરડી. ૬

ભાગી ગઈ દાબડી જહારે,
થયા બહેસ્તી તેવણુ ત્યારે ;
થઈ—દોશી દેખી ધાબરડી. ૭

## ફાંકડી ધણીઆંણી.

નવરોજજી નાલ્લાદારૂને તેના બાવાએ તેની સાથે પરણાવવા ધારેલી નોસારીની ગરીબ પણ સુખવાસી અને મહેનતું અબળા પસંદ નહીં પડવાથી, થોડા દાહાડા આગળ મુંબઈમાં પોતાને મનપસંદ એક ફાંકડી બાનું સાથ પરણી, આ નાતાલના દીવસો પર તેવણુને લેઇને પોતાને વતન (નોસારી) મોજ કરવા ઉતરી પડીયા હતા—જ્યાં નવરોજજીના જાની મીત્ર નરભેરામ મ્હેતાજીએ નીચે મુજબ તેમની ઠેકડી કીધી; જે અમારા જાંણભેદુને કાંને પડવાથી તે સઘળી અમોપર નીચે મુજબ લખી મોકલી છે:—

દારી માંડ—ગરબી.

કહાંનાં બંસી બજાવી હું તો નીસરીરે લોલ.
મને દેહડે શુંકામ પભૂ પાસ છે જો. } એ રાહ.

ક્યાંથી લાવ્યા છો શેઠ વહૂ ફાંકડી રે; (ટેક)
કાંને બ્હેરી ને આંખે તો આંકડી,
હાંરે આંકડી, આંકડી, આંકડી રે. ક્યાંથી.
જેતે ચુલો ચેટવતા નાવડે રે,
કબૂ ગાય ગીતડાં તો બાળે રડે રે;

માથે એબો ઘડો વળી વાંકડી,
હાંરે વાંકડી, વાંકડી, વાંકડી રે. ફ્યાંથી.
શોધી દીવડે હતી કે મસાલથી રે,
દીધું ઢાંકી કપાળ સર્વે બાલથી રે;
વળી સોળીનું નાખ જેમ આંકડી,
હાંરે આંકડી, આંકડી, આંકડી રે. ફ્યાંથી.
ડરી ઊંદર દેખી દૂરજ ભાગતી રે,
બિહ ઓળાથી રાતનાં જાગતી રે;
કહે સર્પ પડયો છે, વાંકી લાકડી,
હાંરે લાકડી, લાકડી, લાકડી રે. ફ્યાંથી.
બકે નીચતુંજ કામ છે ડળતું રે,
કેમ થાએ જો ચાલે નહિ બળતું રે;
ડરી ચાલે બૂટે કે ખુતે કાંકડી,
હાંરે કાંકડી, કાંકડી, કાંકડી રે. ફ્યાંથી.
કરી લ્હેકો ચાલેછ બહૂ ડોળતી રે,
કરે વાત તો જાણુ ચેંણુ બોલતી રે;
પટો બાંધી કરે કેડ સાંકડી,
હાંરે સાંકડી, સાંકડી, સાંકડી રે. ફ્યાંથી.
છે 'ગપ-સપ' કે નહી મળી ગામમાં રે,
તોજ શહેરે ઠગાયા છો દામમાં રે;
જે કાપે ફીરોજ નહી કાકડી,
હાંરે કાકડી, કાકડી, કાકડી રે. ફ્યાંથી.

## છાંટાપાણીનો બહાર.

બાલી દે એક હજાર—Viz Viz Viz—એ રાહ.

આ સૌ કોઈ મુજને દેખીને કાંયે હસેછ,
કે મ્હોંડે રૂમાલો દાબીને આઘા ખસેછ;
પીધેલો બીધેલો શું મુજને જાંણેછ મુર્ખ,
ખુબસુરત જોઈ સૂરત મ્હારી રંગીન સુખ;
(કોરસ.) લાવો રંગી શરાબ—આવો જંગી શિતાબ;
કોઈ કુસ્તી મ્હારી સાથે રમશો? આપો જવાબ.— ૧.

મેં તો પીધી હેનીસી બ્રાંડીની પેંટ એક;
શું સેવક બાટલી ચોરીથી ખાંડ્યો જાય છેક;
તન ટંબ્લર પુર ઉપ્પર ટાંસ્યો વિસ્કી એનકોર,
પણ ખબરદાર કોઈબી બોલ્યું છતો ત્યાં એનકોર;
(કોરસ.) લાવો રંગી શરાબ—આવો જંગી શિતાબ;
કોઈ કુસ્તી મ્હારી સાથે રમશો? આપો જવાબ.— ૨.

આ બેહૂ પગ થરથર ધ્રૂજીને કાંયે મરેછ,
આ જિભ બે બોલોમાંથી લટપટ પંછી કરેછ;
આંખો વીચાઈ જાએ ને દમ ચાલેછ પૂર,
જિવતાં જીવત જિન્નત જોઉં છું હું પૂરનૂર;
(કોરસ.) લાવો રંગી શરાબ—આવો જંગી શિતાબ,
કોઈ કુસ્તી મ્હારી સાથે રમશો? આપો જવાબ.— ૩.

આ હા મ્હારે ભારે જાવો ધરતી ચડથડેછ,
આ ખુરસીબી ડોલા ખાઈને બસ કડકડેછ;
લાખો દીવાઓ નાચે છે મ્હારી આસપાસ,
આહા પરિયાં કેવાં મિજલસમાં શોભેછ ખાસ;
(કોરસ.) લાવો રંગી શરાબ—આવો જંગી શિતાબ,
કોઈ કુસ્તી મારી સાથે રમશો! આપો જવાબ.— ૪.

રે પણ આ દુનિયા ઉપ્પર નીચે ડોલેછ કાંય,
આંખે અંધારાં, કાંને ચું ચું બોલેછ કાંય;
પગ હાથો બેહૂ લેછે ઝૂંયે કર્યો ફિરોજ़,
કોઈ દારૂમાં ડૂબારો મુજને આજ રોજ़;
(કોરસ.) લાવો રંગી શરાબ—આવો જંગી શિતાબ;
કોઈ કુસ્તી મારી સાથે રમશો! આપો જવાબ.— ૫.

---

સમાપ્ત.

---

ફિરોજી ગાયન—ભાગ ૧ લો. કિમ્મત રૂ–૨–૪–૦

## ફિરોજી નાટક ગાયન—ભાગ ૧ લો.

જેમાં દુઃખી ગુલ, પૈસાના પુંજારીઓ, અને
ખરીદેલો ખાવિંદ, એ ત્રણ ખેલોનાં ગાયન
સમાવ્યાં છે... ... ... ... કિમ્મત આના બે.

## ફિરોજી નાટક ગાયન—ભાગ ૨ જો.

જેમાં સોબતે અસર, જુનીબાઇ વિરૂધ નવીબાઇ,
અને કરણી તેવી પાર ઉતરણી, એ ત્રણ
ખેલોનાં ગાયન સમાવ્યાં છે ... ... કિમ્મત આના બે.

ઉપલી ચોપડીઓ તેમજ આ કર્તાનાં બીજાં પુસ્તકો, કોટમાં—મેસરસ ગાસતરીની કુંપની તથા મી૦ પીરોજશાહ દીનશાહ મુકાદમ—ચોપડી વેચનારાઓને ત્યાંથી, ધોબીતલાવપર—મેસરસ નહાનાભાઈ મેજનજી રાણીનાની કુંપની, ચોપડી વેચનારા; તથા ખેતવાડી ૧૨ મી ગલીમાં—કર્તાનાં રહેવાનાં મકાનમાંથી મળશે.